# હરિપડું

૧૪૫૭૮

મહાવજી સાજન નારીગરા

ખાદીપ્રચારાર્થે

# હરિપડું

લેખક:


મહાવજી સાજન નારીગસ

અધ્યાપક, ઉદ્યોગશાળા, પેટલાદ



પ્રકાશક:

વિઠ્ઠલદાસ વસનજી જેરાજાણી

ખાદીભંડાર, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

સદ્ગત શ્રી વેલાંબહેન, શ્રી. વિઠ્ઠલદાસ
વસનજીનાં ધર્મપત્નીનાં સ્મરણાર્થે

# હરિપરૂં

## ૧

શ્રી મહુવા બંદર પાસે હરિપરૂં ગામ. અમરત-વેલ સ્ટેશનથી ઉગમણી અને ઓતરાદી ખૂણમાં નદીને કાંઠે, ઝાડવાંની ઘટામાં લુંજન જેવું, એક-લોહિયા ભાયાતોનું, છેટેથી ભારે રળિયામણું લાગે છે.

ત્રેવીસ ચોવીસ સાંતીનું છે તો નાનું ગામડું, પણ ગામ છે સદ્ધર, વસ્તી બધી સવજોટી, માણસ બધાં વિવેકી અને ગરવાં, વળી બાયું ભાયુ નાનાં મોટાં બધાં એકરંગાં, સંપેડા ઉતાર, એક સરખાં, એક જાત અને બીજું મૂળ, આખા ગામનો વળોટ જ એવો.

ગામમાં ચાળીસેક ઘરની વસ્તી ખરી. તેમાં પોણો ભાગ તો એકલા કુંભારોનાં જ ઘર છે; પણ કુંભારો બધા જમીનદાર ખેડૂતો છે. ગામનાં તોરણ એમના વડવાઓએ બાંધેલાં એટલે બધા ગામધણી જેવા મારકણા લાગે. હરિપરાને આબાદી આપનાર મૂળ પુરુષો—ધોધારી માંયો પટેલ, આણંદ પટેલ અને રાણો પટેલ, એ મેરામણ પટેલના દીકરા ત્રણે સગા ભાઈઓ થાય. અને એ ત્રણે હાકેમ જેવા હતા. તેમાં સૌથી મોટા માંયા પટેલને ભાવનગરના દરબારશ્રીએ હરિપરાની પટલાઈ સોંપી અને પાઘડી બંધાવી હતી. એ પાઘડી આજદીન સુધી જાળવી રાખવામાં આવી છે. રાજ્યના દીવાન વજલભાઈ ઓઝાની પણ એ બત્રીસલક્ષણા પુરુષોને જોઈને છાતી ઠરતી. અને મોટા માનથી આદર-ભાવ આપતા.

માંયા પટેલને ચાર દીકરા: ગોવિંદ પટેલ, સાંગા પટેલ, જસા પટેલ અને કરશન પટેલ અને તે ચારે કરમી પુરુષો હોવાથી ગોવિંદ પટેલને

બાપના વારસામાં તળ હરિપરાની પટલાઇ મળી. તથા વહેવારકુશળ સાંગા પટલને જયાદ્રા ગામની પટેલાઇ મળી અને શૂરવીર જસા પટેલને ભાંણવડ ગામની પટેલાઈ મળી હતી અને ભગત કરશન પટેલને પટલાઈ પસંદ નહિ હોવાથી પોતાની ઘરખેડ સાચવતા.

હરિપરામાં ગોવિંદ પટેલ પ્રતાપી નર થઇ ગયા છે. કહે છે કે તેનું માત્ર શરીર કુંભારનું હતું પણ તેનો જીવ તો રાજાના જેવો મોટો હતો. હાલમા એમના જ દીકરા રણછોડ પટેલના હાથમાં પટેલાઇ છે. નજરે જોનારને આજે પણ તેમના કુળની અસલ ખાનદાની અને અમીરાત એ પટેલમાં જોવામાં આવે છે.

આણંદ પટેલને બે દીકરાઃ વીરો પટેલ અને રામ પટેલ. તથા રાણા પટેલને પણ બે દીકરાઃ સાદુલ પટેલ અને નારણ પટેલ. તેમાં વીરો પટેલ અને સાદુલ પટેલ તો હવે કેવળ વૃદ્ધ થઈ ગયા છે, અને જિંદગીને છેલ્લે આરે ઊભા છે. આ બન્ને

અમીર પુરુષોએ પોતાના વડીલોના રાજ્યમાં બાળપણ સાયબીમાં ગાળેલું, જુવાનીમાં પણ પોતાનો દસકો સારો જોયેલો અને હવે પોતાની પ્રજાની સ્થિતિનો અનુભવ કરી રહ્યા છે. આ બધો જમાનાનો રંગ જોઇને આ કઠણ કળીકાળમાં પોતાની એટલી હીમખીમ પાર ઉતારવા સારૂ હાથમાં માળાના બેરખા લઇને પ્રભુના નામની માળા જપે છે. અને હરિના ઘરના તેડાની વાટ જોતાં ઘડીયું ગણી રહ્યા છે.

ગામમાં ત્રણ ચાર ઘર બ્રાહ્મણનાં છે એક બે ઘર કણબી પટેલોનાં છે. પણ કણબી જાદવ પટેલ અને ભીમભાઇ બવાડિયા અમરતવેલથી આવી ઉપર-વાડેથી ખેતી કરનારા ગણાય. એક બે ઘર કોળીનાં, એકાદું ભરવાડનું, એકાદું વાળંદનું અને એક લુહારનું ઘર છે. લુહાર નથુ ભગત પ્રભુનું માણસ છે. આખા ગામનું લુહારૂં ઘડે અને સાધુસંતને રોટલો આપે. ઘરમાં મંદિર રાખે છે, અને પ્રભુસેવા કરે છે. ભગત પુરાતની સાચા ભગત છે.

ગામમાં એક ઘાટઘડા કુંભારનું ઘર છે. ઘાટેડી તેજુઆઇને પરમો અને કેશવ નામે બે દીકરા છે. તેજુઆઇ ગામમાં પૂછ્યા ઠેકાણે ગણાય. આવતું વરસ કેવું નિવડશે? તે અખાત્રીજ અને ગણેશ-ચોથના વાયરા ઉપરથી તથા ટીંટોડીને ઈંડાં મૂકવાનું ઠેકાણું જોઇને તથા નીભાડાના પાક ઉપરથી પારખી કાઢે. અને જે ભવિષ્યવાણી ભાખે તે ઘણે ભાગે સાચી જ પડે. એટલે આખું ગામ તેમની સલાહ પૂછે કે તેજુઆઇ આવતું વરસ કેવુંક છે? એટલે તેજુઆઇ જવાબ આપે કે ભાઇ ઓણ તો અનાજ અને ઘાસ સંઘરવું જોઇએ એવું લાગે છે. આ બોલ ગામમાં બધાંયને સોનામહોર જેવો સાચો મનાય.

ગામમાં એક ઠાકરમંદિર છે. મંદિરનાં સાધ્વી ગંગાજી જેવાં પવિત્ર ગોદાવરી માતા તથા બાળકદાસ, સેવકદાસ, લખમીરામ અને જેરામદાસ ઉત્તમ સાધુ-પુરુષો છે.

ગામમાં વાણિયાનું, દરજીનું, ઢેડનું, ભંગીનું અને સુતાર કે બીજા કોઇ વરણનાં ઘર એકે ન

મળે. દરજીનું કે ઢેડભંગીનું કામ પડે તો હરિપરાથી બે ત્રણ ખેતરવા છેટું ગુંદરણી ગામ છે ત્યાંથી બોલાવી લાવે. સુતાર બહારથી બોલાવવો ન પડે. કારણ કે ખેડૂતોમાંથી જ બે ત્રણ જણાને સુતારીકામ આવડે છે. એટલે તેઓ પોતાના કામ ઉપરાંત સગાસંબંધીનું કામ પણ કરી આપે. એ રીતે માલા પટેલનું કામકાજ કાનજી વરિયો કરી આપે છે. કેમકે તેઓ બંને મામાફઇના ભાઇઓ થાય છે.

ગામનો દસકો પહેલાંના જેવો તો ન ગણાય. પહેલાં તો હરિપરૂં બહુ નીપજતું. છપ્પનની સાલ પછી આખાયે ગુજરાતના ખેડૂતો ગરીબ થઇ ભાંગતા જાય છે. તેની માફક હરિપરાની સ્થિતિ પણ બદલાઇ ગઇ છે. હાલમાં તો ઠીક ઠીક નભ્યે જાય છે. ગામ આખું એક રહેણીવાળું ખરૂં. વારપરબે ગામમાં સાધુસંતની મંડળીઓ તેડાવે અને ગરબી તેમજ ભજનોની ઝુક બેસાવે. આખાયે ગામમાં ગરબી અને ભજનો ગાવામાં ભગત કરશન પટેલના દીકરા અને માલા પટેલના બાપ ડોસા પટેલનો

જોટો ન જડે. હાથમાં કડતાળો લઇને ગરબી અને ભજનો ડોસા પટેલ બહુ જ સારાં ગાઇ જાણતા.

અજવાળી બીજની સાંજે, નાનાં છોકરાંઓ બીજનાં દર્શન કરીને ઘરડા ભાભા અને ડોસીઓને બીજના રામરામ કરવા અને પગે લાગવા નીકળી પડે. ડોસી જસોદામા, સોનાંઆઇ, શેણીઆઇ, જસુઆઈ, જસાઇઆઇ, વીરૂઆઇ, ગોમતીઆઇ, લાડુઆઇ અને રાણીઆઈ, આમાંની ત્રણ ચાર ડોસીઓ આજે હયાત છે. તે માથે હાથ મૂકે. અને આશિષ આપેઃ ઘરડો ડોસો થા. અને સાત દીકરાનો બાપ થા. સાજો નરવો રહે. અને તારાં માબાપનાં ઘડપણ પાળજે. સુખી અને સોઇલો રહેજે. ઉઠ માડી ઉઠ ! !

કામે કાજે બધા જમ જેવા. આળસનું નામ ન મળે. શરીરે પાંચ હાથ પૂરા અને લથબથ. હરિપરાનો જવાન ગામગમતરે નીકળે તો તરત જુદો તરી નીકળે. લખમણ પટેલ, મેરામ પટેલ, નાજો, કુરજી, દેવરાજ, ભાગો પટેલ, કેશવ પટેલ, કાનજી પટેલ,

ગભરૂ, મેઘજી, જેરામ,઼ઇ બધા જુવાન પટેલીઆઓ ભેળા થઇને, કોઇનાં લગન પ્રસંગે જાનમાં કે એવા બીજા અવસરે ઘોડેસ્વાર થઇને કે પગપાળા ગામતરે નીકળ્યા હોય તો ડોલરની કળી જેવા એક થડીના બધાએ જુવાન ભારે દીપી નીકળે. એમના પહેરવેશ અને શરીરના મરોડ ઉપરથી કાચાપોચા અજાણ્યા માણસને તો ડરામણા લાગે. પણ તેની સાથે એક વખત બથમાં લઇને રામરામ મળો અને બે ઘડી બેસીને વાતોચીતો કરો તો બધાએ જુવાન ભોળા-ભટાક ગભરૂડી ગાય જેવા સુંવાળા લાગે.

## ૨

**કા**રતક મહિનો બેઠો ને શિયાળો આવ્યો, એટલે થોડી થોડી ટાઢ ચમકવા લાગી છે.

ગામને ઉગમણે ઝાંપે ખળાં ટોરાઇ ગયાં છે. અને લીંગીગુંપીને આખી ખળાવાડ તૈયાર થઇ ગઇ છે. બાજરાનાં ડુંડાં તથા જુવારનાં કણસલાંનાં ચોકડાં ગાડામાં ભરાઇ ભરાઇને સીમમાંથી લાવી ખળામાં

દલવાઇ રહ્યાં છે, મગ, અડદ, મઠ અને કળથી વગેરે કઠોળના ભરના ભર ખળામાં આવવા મંડ્યા છે.

ઓણુ સાલ ખેડૂતોનાં મન લીલાલહેરમાં છે. ચોમાસુ નીપજથી આખી ખળાવાડ દૂધની જેમ ઉભરાઈ રહી છે.

ભાવનગર રાજ્યની દરબારી ફારમ ભરવાની પહેલી મુદત માગસર સુદી બીજની હોવાથી એક જ મહિનો હવે બાકી છે. અને નાણું વેપારીના હાટમાં છે. માટે ઝટપટ દાણાદુણી તૈયાર કરવા ખેડૂતોનાં મન ઉતાવળાં થયાં છે.

કોઇ બાજરા જુવારની મળ્યુ નાખવા સારૂ ખળીઓ ફોળે છે, તો કોઇ કઠોળમાંથી પાંદડી અને શીંગો જુદાં તારવવા સારૂ અડદ, મગ, મઠ દોરે છે; કોઇ બળદને મોઢે સીંકી ચડાવે છે, તો કોઇ પગરમાં હાંકવા બળદને ગાડામાં જોડે છે; તો કોઇ વળી તરેલાંમાં નાખી બળદની પાછળ પાછળ ચાલી પગપાળું મળાણું હાંકે છે. આમ સૌ નાનું મોટું બાયુ ભાયુ તડામાર કામે લાગી ગયાં છે.

ગામમાં માલો પટેલ વહેવારવાળું માણસ ગણાય છે. અને તે ગામના મુખી રણછોડ પટેલના ભત્રીજા થતા હોવાથી તેમનું કુટુંબ આબરૂદાર ગણાય છે.

માલો પટેલ, કલો પટેલ અને ભગો પટેલ એમ પોતે ત્રણ ભાઇઓ છે, અને દેવજી, દુદો, ગોપાળ અને વેલજી જેવા આભને ટેકો આપે એવા દીકરા છે. એટલે સૌ મળીને સાચી દાનતે ડીલ ભાંગીને પોતાના ખેતરમાં કામકાજ કરે છે.

ઘરમાં કુટુંબ જાડું છે. આંગણે ઢોરઢાંખર, માલથાલ, ખેતરપાધર, વાડીવજીફો હોવાથી સારા ઓછાડવાળા ગણાય છે.

પોતાને ત્રણ દીકરા ચાર દીકરીઓ. દીકરાની વહુઓ તથા પોતાના ભાઇઓ અને તેમનો રસાલો એમ એક હાંડલે ઓગણીશ વીશ માણસ જમે છે એવું વરાદાર મોટું કુટુંબ છે. તોપણ ભાઇઓમાં સંપ સારો હોવાથી ઘરમાં રદ્ધિ અને ખેતરમાં નીપજ સારી આવે છે. તેમાં યે ઓણસાલ તો

પરભુની દીકરી પરણે છે. એટલે માલા પટેલને નીપજ સારી છે. જેથી ઘરનાં માણસો સૌ ઉચ્છરંગમાં છે અને હીલોળા કરે છે.

૩

શિયાળો એટલે સોનાની સળી, તેમાંએ ખળાનું કામ, નાનું છોકરૂં એ કોઇ કામમાં પાયો ટેરાવે તો પણ વહાલું હીમ લાગે. એટલે સવારના પહોરમાં છોકરાંઓ ખાઈ પી અને પોતપોતાને ખળે ઉપડે.

માલા પટેલના ખળામાં બાજરાના પગરમાં ગાડું જુત્યું છે. પગર જાડો હોવાથી બળદ ધીરે ધીરે માંડ માંડ ડગલાં ભરે છે. ત્યાં તો પટેલનો સૌથી નાનો દીકરો ગોપો અને તેમના ગોઠયા રામજી, વાલો, આણંદ, દેવશી અને ભગવાન એમ પાંચ છ છોકરાઓનું ટોળું ખળે આવતું દેખાયું, એટલે તુરત માલા પટેલે ગોપાને સાદ કર્યો કે તમે સૌ હમણાં ગાડે બેસો અને તું મળણું હાંક્ય હું હમણાં શીરામણ કરીને આવું છું.

છોકરાઓને તો એટલું જ જોઈતું હતું. એક તો કામનું કામ અને વળી ગાડે બેસવાનું મળ્યું, એટલે ગોપાળ ગાડાની ઉધ ઉપર ચડી બેઠો અને તેના ગોઠિયા ગાડામાં બેઠા.

ગાડામાંથી ચારેકોર નજર ફેરવીને રામજી બોલ્યો: એલા ગોપલા, ઓણ તો માળું બાજરાના કુંડાના ઢગલા તો જાણે મોટા મોટા ડુંગરા જેવા લાગે છે. બધાં ય વાતો કરે છે કે ઓણના જેવી નીપજ પંદર વીશ વરસમાં નહોતી ભાળી.

ગોપો કહે: ઓણના જેવા માગ્યા મે વરસે અને લાગલાગટ ઉપરાઉપરી પાંચ વરસ આવાં સારાં એકધારાં નીપજી જાય તો માણસની ભૂખ ભાંગે અને પહેલાંના જેવો જમાનો આવે. ખેડૂત ન્યાલ થઇ જાય અને ઘરમાં અભરે ભરાય.

વળી આ બાજરો જુવાર તો ઠીક પણ ઓણ સાલ વણનાં રૂપ જોયા જેવાં છે. સાત આઠ દિવસ પહેલાં વણવાળે ખેતર અડદનો ભર ભરાવા હું મારા બાપુ ભેળો ગયો હતો. પણ ઇ જોઇને હું

તો બસ થંભી જ ગયો. આખું વણ લીલું હીમાળાં જેવું લાગે. જાણે ભૂખ્યો અને તરસ્યો જોયા જ કરૂં. જોતાં ધરાઉં જ નહિ, ફૂલ અને ફાલથી સાંઠીઓ ભાંગી પડે છે અને આખું ખેતર ઘેઘુર થઇ પડ્યું છે.

મારા બાપુ કહેતા હતા કે જેવો આ ફાલ આવ્યો છે તેવો પાકતાં સુધી સચવાય તો તો આ પચીસ વીઘાના વણમાંથી સાત આઠ ખોરી કપાસ ઉતરી પડશે.

આપણા કાઠિયાવાડમાં તો આ મઠિયો જ કપાસ વવાય છે. તેનો છોડવો વધી વધીને બહુ બહુ તો ગોઠણ સમો કે સાથળ સાથળ અને બહુ વધે તો કેડ કેડ જેવડા થાય છે. પણ ગુજરાતમાં ભરૂચી અને સુરતી, ઢુંમર, લાળીયો, ઘોઘારી, વાગડ, રોઝી, એવી એવી જાતોના કપાસ થાય છે. એના છોડ તો કહે છે કે હૈયા હૈયા અને ગળા ગળા સમા અને માથોડું માથોડું, કોઇ કોઇ તો માથોડા, ઢક સવા સવા દોઢ દોઢ માથોડું મોટા થાય છે અને આડા દોઢા ખૂબ ફૂલે ફાલે છે.

વણનાં પાંદડાં તો જાણે એરંડાના પાનનો જ અણિકાર જોઇલો. એરંડાનાં પાન મોટાં હોય છે, અને કપાસનાં નાનાં હોય છે. એટલો જ ફેર. વળી હથેલી જેવાં પાંચ પાંચ પાંખડાંવાળાં હોય છે. અને થડ ઉપર અને ડાળીઓ ઉપર ઝીણી છીણી માણસના જેવી રૂવાંટી હોય છે."

૪

**આ** સાંભળીને વાલો બોલ્યો કે ઇ બધું તો ઠીક પણ તમે વણનાં ફૂલ નહિ જોયાં હોય. જોયા જેવાં થાય છે. મલકમાં બધાયનાં ફૂલ ભલે હોય પણ વણનાં ફૂલને કોઇ ના પહોંચે. એમાં તો 'સોનું ને સુવાસ.' બન્ને છે. તેની શોભા તો અપરમપાર છે. આપણા ગુરુ થાનવાળા નરસી ભગત પધાર્યાં હતા તે કહેતા હતા કે ફૂલ તો વીણકા, ઔર ફૂલ કાયકા, દૂધ તો માઇકા ઔર દૂધ કાયકા.

આપણા મહિયા કપાસનાં ફૂલ તો ઘણું કરીને પીળાં, લાલ કે સફેદ, એમ માંડ બે ત્રણ જાતના

રંગનાં દેખાય છે. અમારા વીરો ભાભો, રામ ભાભો, ગોવિંદ ભાભો, સાંગો ભાભો, જસો ભાભો, કરશન ભાભો, સાદુળ ભાભો અને દુદો ભાભો અડસઠે તીરથની યાત્રા કરી આવ્યા છે, તેમાં વીરો ભાભો અને સાદુળ ભાભો તો હજી જીવતા હયાત છે. તે એક દિવસ કહેતા હતા કે દેશદેશનાં કપાસનાં રૂપરંગ જુદાંજુદાં હોય છે. અમે જાત્રાએ નીકળ્યા એ ટાણે રસ્તામાં જ્યા મળ્યું ત્યાં અમો વણનાં ખેતર જોતા લાટતા પણ તેની . શું વાત કરીએ ? એની મજા નજરે જોયા વિના ન આવે. કોઇ વણમાં ફૂલ ધેરાંપીળાં કે આછાંપીળાં તો કોઇમાં રેશમી લાલ તો વળી કોઈમાં આછાં લાલ, એમ રંગરંગનાં ફૂલ જોવાનાં મળે. બસ જાણે ગલગોટાના ફૂલની ફૂલવાડી જોઇલો. એવું જ દેખાય.

આપણી ગામઠી નિશાળમાં એક દિવસ મહેતાજીએ ખેતરમાંથી કપાસનાં ફૂલ મંગાવીને આપણને બધાને સમજણ પાડી હતી કે કપાસના

ફૂલને પાંચ પાંખડીઓ હોય છે અને તે દરેકમા નીચે કાળી છાંટ હોય છે. તે પાંચે પાંખડીઓ ભેગી મળવાથી આંખ જેવી દેખાય છે. એના ફૂલમાં ઘણાં પુંકેસર હોય છે. એના ઝીણા તાતણા જોડાઇ જવાથી હેઠલે ભાગે થોડોક નળી જેવો આકાર બને છે. એ નળીની અંદર સ્ત્રીકેસર હોય છે. એમાં જે બી બંધાય છે તેને કપાસિયા કહે છે. અને તે બી ઉપર ધોળા તાર વળગેલા હોય છે તે એ મળીને કપાસ કહેવાય છે.

૫

**આ** વાત થતી હતી તેમાં દેવશી તડ લઇને બોલી ઉઠયો કે તમે કોઇએ એનાં જીંડવાં ખાધાં છે? ભારે સરસ ગળ્યાં સાકર જેવાં લાગે છે.

વણ મોટું થઇને પાકવાનું થાય છે તે પહેલાં પ્રથમ ફૂલ આવવા મંડે છે અને તે ફૂલ ખરીને ફળ બેસે છે. તે જ જીંડવાં કહેવાય. એનો આકાર ગોળ ઈંડાં જેવો અને મથાળે અણીદાર

હોય છે. તેમાં ત્રણ કે ચાર ફાડાં હોય છે. એ જીંડવું પાકીને જ્યારે તરડે છે ત્યારે એ ફાડાં પહોળાં થઇને બકરીના લોળિયાંની જેમ કપાસ બહાર લબડી પડે છે.

કપાસનું ખેતર તરડે તે વખતનો દેખાવ જોયો હોય તો ગાંડાતૂર થઈ જઇએ. આખું ખેતર ધોળું બાસ્તા જેવું લાગઠ દેખાય.

કપાસ તો મને યે વીંણતાં આવડે છે. પણ દાના ભાભાની દીકરી પાંચી ફોઈ અને હરજી આતાની દીકરી વલાઈ ફોઈ, ઇતો કાળો કોપ ગણાય. બહુ જ કપાસ વીણે છે. વહેલા મળસકામાં તો કાંપા વાળીને વીણવાં વળગી પડે, જાણે ગાય દોવા બેઠાં હોય એમ બે હાથે દોથા ભરી ભરીને કાંપામાં નાખતાં જાય. એમ બપોર થાય ત્યાં તો મણ કપાસ વીણી નાખે.

પાંચી ફોઇને મેં પૂછ્યું કે એટલો બધો કપાસ તમે કેમ વીણી શકો છો ત્યારે ઈ કહે કે સવારમાં દાઢે પહોર કપાસ વીણવાનું બહુ ફાવે; ઝાકળ ભર્યો

કપાસ મણ થાતાં વાર ન લાગે. બગબગામાં સવારે જે કપાસ વીણાય તેમાં કીટી કચરો ચોંટે નહિ, અને ચોકખો ચણખ ધોળો ફૂલ જેવો કપાસ વીણી લેવાય માટે ટાઢે પહોર જ કપાસ વીણવામાં મજા આવે છે.

આપણા મહિયા કપાસનાં જીંડવાં ફાટીને કપાસ બહાર લબડી પડે છે, એટલે વીણવું ફાવે છે. પણ કેટલીક જાતના કપાસનાં જીંડવાં પાકે છે, પણ ફાટતાં નથી અને બીડાએલાં જ રહે છે. એટલે આવાં જીંડવાં છોડ ઉપરથી ઉસરડી લઇ ઘેર લાવી હાથ વતી ફોલવાં પડે છે.

ઝાલાવાડમાં કપાસની મોસમમાં ગરીબ માણસોને કાલાં ફોલી પૈસા કમાવાનું ઠીક સાધન મળે છે. જાણે યંત્ર જ ચાલતું હોય તેમ ઝપોઝપ કાલાના ચાર કે ૭ પાંખીયાંને ઉઘાડી તેમાંથી કપાસ ખેંચી કાઢી જુદો રાખે છે. અને કાલાં જુદાં ફેંકે છે. તે કાલાં ઢોરને ખવરાવે છે.

૬

ખેડૂતોને શીખામણ દેવા સારૂ રાજા તરફથી તેમના માણસો રાજ્યમાં ફરતા ફરે છે. એવો એક માણસ એક દિવસ આપણા ઠાકરમંદિરમાં ઉતારો કરી અને ગામના બધા ખેડૂતોને ભેળા કરીને કહેતો હતો કેઃ

કપાસને ઘણું કરીને ગરમ હવા માફક આવે છે તેથી તે ઠંડા મૂલકમાં ઉગતો નથી. હિંદુસ્તાન, ચીન, અમેરિકા અને મીસરમાં કપાસ ઘણો પાકે છે.

કપાસને કાળી જમીન સૌથી વધારે માફક આવે છે. કેટલાક જિલ્લામાં એવી જમીનને કપાસની જમીન કહે છે.

આણંદ કહેઃ પણ હેં ગોપા? આપણો કપાસ તો મોતીના દાણા જેવો ધોળો ફૂલ હોય છે. એવો જ બધા દેશોમાં પાકતો હશે કે કાંઈ મોળા પાતળો હશે?

અરે ઈ તો ખેડૂતોને એમ કહેતો હતો કે આપણા દેશનો કપાસ સારો થતો નથી માટે

એમાં સુધારો થવાની જરૂર છે. પણ આખી દુનિયામાં જે કપાસ પાકે છે તે પૈકી પાકની ઉત્તમતામાં પહેલે નંબરે ઇજીપ્તનો કપાસ ગણાય છે. ત્યાંના નાઇલ નદીના કાંપવાળા પ્રદેશમાં કપાસનું વાવેતર થતું હોવાથી તેનું રૂ બહુ લાંબા રેસાનું અને સુંવાળું પેદા થાય છે.

કપાસની ઉત્તમતામાં બીજે નંબરે અમેરિકા છે. ત્યાં કપાસનું વાવેતર બહુ કાળજીપૂર્વક કરવામાં આવતું હોવાથી સુધારો થવા પામ્યો છે.

હિંદુસ્તાનમાં નર્મદા નદીનો પ્રદેશ કપાસના વાવેતર માટે બહુ અનુકુળ છે. અને તેથી ત્યાંનો કપાસ રેસાની લંબાઈ માટે તથા સુંવાળપ માટે પંકાયેલો છે. કપાસની જાતમાં હિંદુસ્તાન આજે ત્રીજે નંબરે છે.

કપાસની દરેક જાત તેના રંગમાં અને કુમાસમાં મળતી નથી હોતી, સહેજસાજ ફેર હોય છે. જેમકે કોઈ કપાસનો રંગ દૂધની તર જેવો સફેદ હોય છે, તો કોઇનો ગળિયેલ ધોયેલાં કપડાં જેવો

ધોળો કે આકાશના રંગને મળતો હોય છે. વળી કોઇનો બદામના રંગ જેવો એમ જુદા જુદા રંગો હોય છે. તેમ જ કુમાશમાં કોઈ બરછટ, કોઈ મુલાયમ એમ ફેરફારવાળો હોય છે. તેમ જ કોઈ કપાસમાં ડાંડીકચરો પણ ભળેલો હોય છે. આ ફેરફારના પ્રમાણમાં કિંમતમાં પણ વધઘટ રહે છે.

૭

કપાસ ખેતરમાંથી વીણાવીને ઘેર લાવ્યા પછી તેને બોરીઓમાં ભરી ગાડે ચડાવીને મહુવામાં વેચવા લઈ જાય છે.

મહુવાના વેપારીઓ બહુ જબરા હોય છે. સાંજ પડે. કેટલીયે બોરી કપાસ ગામડાંમાંથી આવતો હશે પણ મહુવાની રૂપીઆમાં ઘડીકમાં ખપી જતાં વાર ન લાગે. જેટલો હોય એટલો હોઇયાં થઈ જાય છે.

મહુવાના વેપારીઓ કપાસ વેચાતો લઇને તેને જીનમાં પીલાવીને રૂની ગાંસડીઓ બંધાવીને મુંબઈ મોકલે છે. એક ગાંસડી દસ મણની થાય છે.

મુંબઈના વેપારીઓ તો એથીયે જબરા લાગે છે. હજારો કે લાખો ગાંસડીઓ આંખના પલકારામાં ખપી જાય છે. અરે જેટલો હોય તેટલો માલ મુંબઈમાં સ્વાહા થઈ જાય છે. પણ કહે છે કે મુંબઈના વેપારીઓ એ રૂની ગાંસડીઓ અમેરિકા, જાપાન, વિલાયત અને બીજા દેશોમાં પરદેશ ધકેલે છે.

કેટલેક ઠેકાણે વેપારીઓ કપાસને જીનમાં ન મોકલતાં ઘર આગળ જ લોઢવાને સારૂ ચરખા મંડાવે છે. તેને 'આઢ' માંડવો કહે છે.

ગોપો કહે: 'મારા બાપુ કહેતા હતા કે જ્યારે આપણા દેશમાં જીન નહોતાં આવ્યાં ત્યારે આપણા માંયો ભાભો, આણંદ ભાભો, રાણો ભાભો અને દુદો ભાભો ઘેર આઢ મંડાવતા.

એક આઢમાં ૨૦ થી ૨૫ ચરખા હારબંધ માંડ્યા હોય અને તે ઉપર ચરખિયાં ભજન લલકારતાં જાય અને ડાબા હાથે કપાસ ઓરે અને જમણા હાથે ચરખો ચલાવતાં હોય જેથી

કપાસિયા લોઢનાર ચરખિયાંના ખોળા પાસે પડતા જાય અને રૂ છૂટું પડીને બીજી બાજુ નીકળતું રહેતું હોય એ દેખાવ નજરે જોનારને બહુ સુંદર લાગે છે.

ચરખા બે ત્રણ જાતના થાય છે. તેમાં કોઈ ચરખો એક માણસથી ચાલી શકે એવો હોય, તો કોઇને માટે બે માણસો જોઇએ છે. એ પ્રમાણે કામ પણ વધારે ઓછું થાય છે. આંધળું માણસ પણ ચરખા ઉપર કામ કરી શકે છે.

## ૮

**વા**લો કહે: તમે તો બધા અસલની વાતો સંભારીને કરો છો. પણ ભાયડે ગયે વરસે જ શિયાળામાં ચરખામાં કપાસો લોઢાતો નજરોનજર જોયો છે.

ખેતરમાંથી વીણેલો કપાસ તો જુવારના લોથા જેવો પેશાબંધ લૂમખાં જેવો હોય છે. તે એવો ને એવો લોઢી ન શકાય માટે તેને પ્રથમ તો તડકે ખૂબ તપાવે છે, પછી કપાસમાંથી બે ત્રણ બથ

ભરીને વાંણુ ભરેલા ખાટલા ઉપર નાખે છે. અને બે માણસ સામસામા ઊભા રહીને તલવાર જેવી તલખાવળાંની લાંબીલાંબી સોટીઓ લઇને પછી એ કપાસને માંડે છે ઝૂડવા. એક, બે અને ત્રણ વખત એમ ફેરવી ફેરવીને બધો કપાસ ઝૂડી નાખે છે. એટલે કપાસનો દાણેદાણો છૂટો પડી જાય છે. અને કપાસમાં જે કચરો ભળેલો હોય તે પણ બધો ખાટલા નીચે ખરી પડે છે. આવો નરમ થયેલો કપાસ હજી તો ગરમાગરમ હોય ત્યાં જ તેને ચરખામાં લોઢવા માંડે છે.

૯

કપાસની પેશીમાં વચમાં ઝીણાં ઝીણાં બિયાં અને ચારે કોર ધોળું ધોળું રૂ ચોટયું હોય છે. એ બિયાંને કપાશિયા કહે છે. જેમ કપાસના ફૂલોના રંગમાં ફેરફાર હોય છે, તેમ આ કપાસિયાના રંગમાં પણ ફેરફાર હોય છે કપાસની જાતો પ્રમાણે બિયાંનું કદ પણ નાનુંમોટું હોય છે. કોઇ બિયાં

રાખોડી રંગનાં હોય છે તો કોઈ લીલાશ પડતાં હોય છે. વળી કોઇ કાળા રંગનાં હોય છે. તેમાં કોઇ પોચાં અને કોઇ સહેજ કઠણ હોય છે. કપાસની કોઇ પેશીમાં બિયાં છૂટાંછૂટાં હોય છે તો કોઇ પેશીમાં વચ્ચોવચ્ચ એક સામટાં દોરડી આકારે ચોંટીને રહેલાં હોય છે. અને ચારેકોર રૂ ચોંટેલું હોય છે.

આપણા દેશમાં તો કપાસિયાનો ઉપયોગ વાવવામાં અને ઢોરના ખાંણખૂટણમાં થાય છે. એક દિવસ નારણ ભાભો કહેતા હતા કે. ઘરના ખેતરમાંથી સારો સારો કપાસ વીણીને હાથચરખામાં લોઢીને જે બિયારૂં તૈયાર કર્યું હોય તે બિયારૂં જીનના કપાસિયા કરતાં સારૂં ગણાય છે. દૂઝણાં ઢોરને કપાસિયાનું ખાંણ મળે તો તેનાં પયમાખણ વધે છે. તથા કપાસિયાને ઘાણીમાં પીલીને તેલ કાઢે છે. અને તેના ખોળનું ખાતર કરે છે.

વળી એમ પણ કહેવાય છે કે વિલાયતમાં ઑલીવ તેલને બદલે કપાસિયાનું તેલ ખાવામાં વાપરે

છે. તથા સાબુ અને મીણબત્તીઓ પણ કપાસિયાના તેલમાંથી બનાવે છે તેમજ ફોનોગ્રાફ વાજાની થાળીઓ બનાવવામાં પણ કપાસિયાનું તેલ જ વાપરે છે.

## ૧૦

ગોપો કહેઃ ઈ બધું તો ઠીક પણ રૂની વાતો જાણ્યા જેવી છે. ડુંગર ગામમાં માસ્તર રણછોડ નારીગરા રહે છે. ઇ બહુ ભણેલા છે. સારા નરસા રૂની પારખમાં અને નામાઠામામાં ફીટ છે. ઇ કપાસની મોસમમાં મુંબઇની રૂના વેપારીની પેઢી વતી વરાડ જિલ્લામાં ઉમરાવતી આકોલામાં મેનેજર તરીકે રૂની ખરીદ ઉપર પાંચછ મહિના રહી. આવે છે. જેથી તેને રૂનો અનુભવ સારો છે.

મારા લાખા કાકાના લગનમાં અમે ડુંગર ગયા ત્યારે એને ફળિયે બેસવા ગયા હતા, તે વખતે એ રૂના વેપારની વાતોએ એવા ઉઘડયા કે જાણે બેઠા બેઠા સાંભળ્યા કરીએ. તેમણે તો રૂની થડથી માંડીને

વાત આદરી કે. અરબ્બી ભાષામાં રૂનું નામ કુટન છે. તે ઉપરથી અંગ્રેજી નામ કૉટન આવ્યું હશે. સાધારણ રીતે દુનિયાની બધી બજારોમાં રૂ વેપારની બહુ ઉંચી ચીજ ગણાય છે.

રૂની ઘણી જાતો આવે છે. તેમાંથી નીકળતા તારની લંબાઈ મજબૂતાઇ અને ચળકાટ ઉપર તેની કિંમતનો આધાર રહે છે. તાર જેમ લાંબો તેમ તેની કિંમત વધારે ઉપજે છે.

આખે સરવાળે દુનિયાની કુલ નીપજ∙દર વરસે ચારસો રતલની એક ગાંસડી એવી અઢી કરોડ ગાંસડી રૂ પાકે છે. તેમાંથી દોઢ કરોડ ગાંસડી એકલા અમેરિકામાં પાકે છે. એટલે દુનિયામાં રૂના પાકના જથ્થામાં આજે અમેરિકાનો સૌથી પહેલો નંબર આવે છે. બીજો નંબર હિંદુસ્તાનનો આવે છે. તેની નીપજ દર વરસે પચાસ લાખ ગાંસડી ગણાય છે. અને ત્રીજો નંબર ઇજીપ્તનો ગણાય છે. બાકીનું બીજા દેશોમાં મળીને પાકે છે.

## ૧૧

ગોપો કહે: આજે રૂની વાતેવાતમાં ઠીક સાંભરી આવ્યું કે મારી મોતી બેનનું આણું વળાવવાનું હતું તે દિવસ ગુંદરણીથી આણું શીવવા દરજી ડાયો ભાભો અને તેમનો દીકરો હરજી અમારે ઘેર આવ્યા હતા. એટલે ગાદલું અને ધડકીમાં રૂ ભરવા સારૂ અમરતવેલથી અમે વલી પીંજારાને તેડાવ્યો હતો. આપણે તો તેની પીંજવાની હાથ-ચાલાકી જોઇ લીધી. શું એની ચપળતા? પીંજણની તાંત ઉપર ઘોકાનો રણકાર સાંભળીને એ ઘડી સ્થંભી જવાનું મન થઇ જાય. પીંજણ ચાલતી વખતે દૂધ જેવા સફેદ રૂની ઉડતી પૂમ અને છૂટા થઇ જતા રૂના બરફ જેવા પૉલ તો જાણે વરસવા આવતાં વાદળાં જેવું જ લાગે. આવો હોશિયાર પીંજારો હતો તોપણ મારા બાપુને એનું પીંજણું ન ગમ્યું, અને કીધું કે અસલના પીંજારા જેવું હવે આજકાલના પીંજારાઓને પીંજતાં જ નથી આવડતું, કેમકે હવે તો દેશમાં

ઠેરઠેર કાંતવા પીંજવાની મિલો થઇ એટલે રેંટિયા ઉપરનું કાંતણું નરમ પડી ગયું, એટલે કાંતણાના બરનું હવે કોઇ પીંજાવતું નથી. પણ હવે તો ગાદલાં ગોદડાં ભરવા સારૂ જ પીંજવાને પીંજારાને બોલાવે છે. એટલે પીંજારાઓ પણ અસલના જેવું પીંજણું ભૂલી ગયા છે. કાંતવાની મિલોમાં તો રૂમાંથી પૂણી બનતાં સુધીમાં જુદાજુદા ઘણા સંચાઓ વાપરવા પડે છે. પણ હાથપીંજણમાં તો એક પીંજણ વડે જ પૂણીનો પોલ તૈયાર થઇ શકે છે.

## ૧૨

**સા**રામાં સારૂં કેમ પીંજે છે તે અમે મહાત્મા ગાંધીજીના માણસના હાથે પીંજતાં નજરે જોયું છે. એ તમને કહી દેખાડું તે સાંભળો.

ચરખામાં લોઢાયેલું કીટીકસ્તર વિનાનું રૂ લઇને પીંજણના મોઢા આગળ સરકટની બનાવેલી સાદડી ઉપર ગોઠવે છે.

પછી ડાબા હાથમાં પીંજણની દાંડી પકડી અને તેની સામે જ રહેલા તાંતના ભાગ ઉપર જમણા હાથમાં પકડેલો ગોટીલો ચલાવે છે.

મોટી પીંજણમાં રૂ દરેક વખતે પાશેર જેટલું અને નાનીમાં અધોળ જેટલું લે છે.

પ્રથમ પહેલે ફટકે તાંત રૂની થડીમાં અથડાઇને પોતાથી ઉપડે તેટલું રૂ ખેંચી લાવે છે અને બીજે ફટકે આણેલું રૂ ખૂલી જઇ રેશા આકારે જુદુંજુદું થઇ પડે છે. ફરી એ જ રૂને ફટકાવવાને ઉપાડી લેવામાં આવે છે અને પાછું ખૂલ્લું પાડી દેવામાં આવે છે. આમ ત્રણ ફટકે રૂના ગડફા મટી રેશા બને છે. કરોળિયાની જાળ માફક એકબીજાને વળગેલા રેશાઓને પૉલ કહે છે. આ પૉલ હેઠળ લખેલો કાગળ મૂકીએ અને વાંચી શકાય તે સુંદર પૉલ થયો કહેવાય. જો કપાસ કાચો એટલે ફૂટવા દીધા સિવાય વીણવામાં આવ્યો હોય તો રૂમાં કુમળા રેશાનું પ્રમાણ વધી પડે છે તેને લઇને તેવા રેશાઓનું તાંતના મારથી

ગૂંચળું વળી જાય છે. આ ગૂંચળાઓને કણી કહે છે. કણી પડ્યા પછી પણ જો તેને પીંજવામાં આવે તો ફાટેલા દૂધની જેમ પૉલ ફાટીને ફોદાફોદા થઈ જાય છે.

## ૧૩

**પૂણી** બનાવવામાં પણ એક કળા છે. એ ભાઈ પૂણી વણવાની તૈયારી કરતાં કરતાં બોલ્યા કે રૂ પીંજાઇને તૈયાર થાય તેને પૉલ કહે છે. આ પૉલને લાકડી વડે ઉપાડીને સ્વચ્છ જગ્યામાં અથવા સાદડી ઉપર મૂકી દેવો. હાથ વડે ઉપાડતાં દબાઈ જવાનો સંભવ છે. હાથનો મેલ કે ભેજ પણ તેને લાગવો જોઇએ નહિ.

પૉલને વધારે વખત પડી રહેવા ન દેતાં તરત તેની પૂણી બનાવી લેવી જોઇએ. વધારે વખત પડી રહેવાથી તેમાં હવાની ભીનાશ દાખલ થાય છે. તેથી તે બેસવા લાગે છે અને તંતુ અમળાઈ જાય છે.

હવે જુઓ લાકડાના બાજોઠ ઉપર કે પત્થરની લાદીના ટુકડા ઉપર સળી વડે રૂનો થોડો પૉલ ઉપાડીને તેને એક સરખો લંબચોરસ પાથરવો ને પછી સેડ પડતો સળીનો ભાગ રૂ ઉપર રાખી ડાબા હાથે સળીનો જાડો છેડો પકડવો અને ફરતો રહે તેવો ઢીલો રહેવા દઇને જમણા હાથની હથેળી વડે રૂનો વીંટો વાળી દેવો. સાફ ન વળેલ હોય તો ફરી પોચો હાથ તે પર ફેરવી જવો. પછી તેને જમણા હાથથી દબાવીને તેમાંથી ડાબા હાથ વડે સળી ખેંચી લેવી. એ રીતે પૂણી બને છે.

પૂણી બહુ જાડી ન બનાવતાં જરા પાતળી અને બહુ લબડતી ન રહે એટલી જ લાંબી બનાવવી જોઇએ, તેમ તે બહુ પોચી પણ નહિ અને સખત પણ નહિ હોવી જોઇએ. સારી પૂણી હોય તો કાંતવાનું બહુ ગમે છે.

## ૧૪

**ભ**ગવાન બોલ્યો કે તું પૂણીની વાત કરે છે પણ આપણા ગામના લખમણ ભરવાડ ઉનાળામાં

બકરાંને કાતરીને પછી તેના વાળને સાફસૂફ કરી પૂણી જેવું પણ લાંબું લાંબું પાણી ભરવાના સિંચણિયા જેવડું લાંબું કરી તેનું ગુંડલું વાળીને પછી બકરાં ચારવા જતી વેળા એક હાથમાં એ ગુંડલું નાખતા જાય છે. અને પછી સીમમાં જઇને એક કાખમાં લાકડીનો ટેકો દઇને ઊભા ઊભા દુહા લલકારતા જાય અને પછી ખાટલામાં ભરવાનું વાંણ થાય એવો જાડો દોરો ગુંડલામાંથી ખેંચી કાઢીને વળ ચડાવતા જાય અને પછી શેનીક ઉપર વીંટતા જાય. એ સાંભળી રામજી વચમાં બોલ્યો કે એને ફેરણી અથવા તો તકલી કહે છે. કંતાઇ રહ્યા પછી એવા બબ્બે તાર ભેળા કરીને તેનો દડો કે પીંડલું બનાવે છે અને પછી તે તારોને અવળો વળ દઇ તકલી ઉપર વીંટતા જાય છે. એટલે ખાટલામાં ભરવાનું વાંણ બને છે. બકરીના વાળનું વાંણ બહુ સારૂં થાય છે.

દેવશી કહે: લખમણ ભરવાડ તો ખાટલાનાં વાંણ થાય એવું જાડું કાંતે છે. પણ આપણા

ભાભા રણછોડ પટેલ તો ફીરકી ઉપર ઊન કાંતે છે કે તે જોઈને બે ઘડી તખત થઇ રહીએ. ઊન કાંતવામાં બહુ હોશિયાર છે. એક વખત મહુવાના ન્યાયાધીશ સાહેબને ધાબળો થાય એટલી ઝીણી શિવણિયા દોરા જેવી એકધારી સરસ ઊન કાંતી આપી હતી તે મેં નજરે જોયું છે. ડેલીમાં બેઠાં બેઠાં ડાયરામાં વાતો કરતા જાય અને ઊન કાંતતા જાય. પણ એનું ધ્યાન તો ત્યાંનું ત્યાં જ લાગ્યું હોય.

આ બધી વાત વાલો ધ્યાન દઇને સાંભળતો હતો તે ઊંઘમાંથી જાગી ઊઠ્યો હોય એમ બોલ્યો: એલા હા માળું. ગયા શ્રાવણ મહિનામાં આપણા ગામના પૂંજા મહારાજ ધોળી ફૂલ જેવી પૂણી લઇને તમે કહો છો એમ જ કાંતતા હતા. પછી મેં એને પૂછ્યું કે ગોરબાપા આ શું કરો છો? ત્યારે ઈ કહે અમારે બળેવમાં જનોયુ બદલવા સારૂ નવચુ જનોયુ તૈયાર કરવી જોઇએ. એટલે સૂતર કાંતું છું. એ સૂતરની જનોઇ બનાવતી

વખતે મંત્ર ભણવા પડે એટલે હાથનું જ કાંતેલું પવિત્ર સૂતર જોઇએ. બીજું અમારાથી ન વપરાય. હવે આ થોડા દિવસમાં બળેવ આવી એટલે ઝટપટ કાંતીને જનોય ઠરડી લેવી છે.

આ વાતો સાંભળીને આણુંદ બોલ્યો: એલા આ કામ તો શીખ્યા જેવું લાગે છે, કેમકે બધાને આવડે એવું લાગે છે. અને આપણે ઢોર ચારવા જઇએ ત્યાં પણ તકલી તો સાથે લઇ જવાય પણ એ તકલી કેમ બનાવવી એ જાણી લીધું છે?

વાલો કહે: ઓહો એમાં શું મેખ મારવી છે? ઈ તો સહેલું અને સટ છે. મેં બરાબર જોઇ લીધું છે. તે હું તમને કહું તે સાંભળો. આઠથી દસ આંગળ લાંબી વાંસની એક સેડ પડતી સળી નીચેના ભાગમાં સાધારણ સ્લેટપેન જેટલી જાડી રાખીને તેમાં ફૂટેલી સ્લેટની એક ચકરડી બેસાડી દેવાથી તકલી તૈયાર થાય છે. સ્લેટનો કટકો ન મળે તો ઠીંકરાનો કટકો યે ચાલે. ઉપરનો છેડો પાતળો અણીદાર રાખવો જોઇએ, ને ચકરડી બરાબર

અને ગોળ તેની વચ્ચેનું કાણું બરાબર ગોળ મધ્યમાં જ કરીને સળીમાં બેસાડવી જોઇએ. નહિ તો તકલી બરાબર ફરે નહિ ને સૂતર એકસરખું કાંતી શકાય નહિ.

તકલીમાં ઉપરના છેડાની અંદર આંકડા જેવી ખાંચ રાખવી પડે છે. તે દોરો લપસી ન જાય ને તેમાં અટકાઇ રહે એ જ તે ખાંચાનો હેતુ હોવો જોઇએ.

## ૧૫

**આ** તકલી વિષેની વાત કરમશી મૂંગો મૂંગો સાંભળતો હતો. તે બોલ્યો: કે તમે ઈ બધા ગોટા વાળો છો પણ તકલી ફકલી એ 'ઉલકે દાન ઓલવાય' ઘરેરાટ કરતો રેંટિયો ફરતો હોય અને આખો દી કાંત્યું હોય તો ધબ દઇને પાંચ કોકડાં સૂતર તો રમતાં રમતાં કાંતી નખાય. પણ મનમાં એક કૌતક ઊભું થાય છે કે પહેલ પ્રથમ ઈ રેંટિયો કોણે બનાવ્યો હશે? એ સાંભળીને આણંદ

કહે: ઈ આપણે શું જાણીએ? ઘરડાં ડોસાંને ઈ બધી ખબર હોય, પણ કહે છે કે આખા દેશાવરમાં બધે આપણા ગામના રેંટિયા જેવા જ હોય છે. ક્યાંક ક્યાંક થોડો ફેરફાર હોય છે. પણ રેંટિયાનો વળોટ તો બધે એક જ સરખો હોય છે.

રેંટિયો અસલી છે. પણ હવે તો અમદાવાદ અને મુંબઇમાં સૂતર કાંતવાની મિલો પાર વિનાની ઊભી થઇ છે. અરે હમણાં તો મહુવામાં યે સ્ટેશનની સામે જ મુંબઈના એક શેઠિયાએ સૂતર કાંતવાની મિલ શરૂ કરી છે. સવારના પહોરમાં બગબગામાં મિલનો પાવો થાય અને માણસ બાયુ ને ભાયુ ઢુંગે ને ઢુંગે દોદો વાટે મિલમાં જાય. ભાગ્યું પણ ઈ મિલમાં નકરૂં ઢેડ અને ઝાંપડું જ ધાસે. અમે એક દિવસ મિલ જોઇ આવ્યા પણ એમાં તે કામ કરવું કોને સોરવે? નકરો બફારો થાય. વા તો એક સળીએ ન સંચરે. સવારથી તે સાંજ સુધી ઊભા ને ઊભા પગ વાળીને એક ઘડી બેસવાનું યે ન મળે અને નકરી રૂની ઝણ

ઊડે! ઝણ ઊડે! અને મિલમાં કોણ જાણે શું યે હશે પણ બહુ જ ગંધાય.

પણ મિલમાં કરામત ઘણી હોય છે. ઇ જોઇને બે ઘડી ભાન ભૂલી જઇએ, બધું કામ યંત્રથી જ ચાલે. માણુસ તો માત્ર એમાં ઓડાંની માફક ઊભું ઊભું બસ જોયા કરે ને ત્રાગડો તૂટે તે સાંધે અથવા કોકડું ભરાય એટલે તરાક ઉપરથી ઉતારી લઇ અને બીજું મૂકે. મિલના અને આપણા રેંટિયામાં બહુ ફેર, આડાં ગાડાં વહ્યાં જાય. જમીન આસમાન જેટલો ફરક ભાળ્યો. એને તે રેંટિયો કોણ કહે? બસ એનું નામ તો સંચો પાડ્યું છે એ જ ઠીક છે. એક સંચામાં એક સામટી બસો-અઢીસો ત્રાક હોય. એવા તો કેટલાયે સંચા હારબંધ ફરતા હોય. પણ એ અઢીસો ત્રાકનો એક સંચો ચલાવવામાં માંડ એક બે માણુસને બાર બાર આના કે રૂપિયો રૂપિયો મજુરી મળતી હશે. એ રીતે જો આપણે અઢીસો રેંટિયા ચલાવવા હોય તો અઢીસો માણસોને ચાર ચાર આના મજુરી મળી

શકે. વળી મિલ બધાના ઘરમાં ન માંડી શકાય. અને રેંટિયો તો ઘેર ઘેર સાબદો થઇ શકે, અને કોઇ પણ સ્થળે અને મોજમાં આવે તે વખતે રેંટિયો ચલાવી શકાય, એટલે મિલ થઇ અને રેંટિયો ભાંગતો ગયો. ત્યારથી કુદરતી જીવન હણાતું ચાલ્યું. અને દેશનાં તંદુરસ્ત માણસો કૃત્રિમ જીવનનાં ભોગ બનીને તેમનાં શરીર ઘસાતાં જઈ દહાડે દીએ શક્તિહીણ થતાં જાય. છે,

૧૬

**આ**પણા ઘરમાં બાયુ રેંટિયે સૂતર કાંતે છે પણ ઈ તો સાચું કહેવું પડશે કે સૂતર કાંતવામાં કણબી વરણની બાયુને કોઇ ના પહોંચે. તેમાંયે અમરત-વેલવાળા ભીમા કાકાની બહેન અવલફોઇ અને સાજણાવાવના મેઘજી પટેલની વઉ દૂધી પટલાણીનું સૂતર તો જેને માથે ફુંમકું. બહુ જ સારામાં સારૂં ગણાય. જાણે કાઠા ઘઉંની એકધારી ગોળાકાર સેવ વણી હોય એવું જ જોઈ લો અને ઝીણું તો

એવું કે ચોફાળ વણાવવો હોય તોયે ખુશાથી વણાવાય.

આવું સારૂં સૂતર કાંતવાની હાથરોટી કેમ આવે? તે મેં એક દિવસ અવલફોઇને પૂછી જોયું હતું. ત્યારે તેમણે કીધું કે પહેલું તો એ કે સૂતર જાડું ઝીણું નહિ પણ એકસરખું હોવું જોઇએ. બીજું તે ફીસું ન હોય તેમ કડક પણ ન હોવું જોઇએ. કોકડું કહણ-વીંટતાં ખેંચાઇ આવે ત્યારે ફીસું કંતાય છે એમ જાણવું અને તાર ઢીલો મૂકતાં ગૂંછળું વળી જાય અને ખેંચતાં ઝટ સીધો ન થાય તો કડક સમજવું. ત્રીજું સૂતર વીંટીને ફરીવાર તાર કાઢતી વેળા ઘણાને હાથે એકાદ તસુ જેટલું જાડું સૂતર ફેરે ફેરે રહી જાય છે, આથી લગભગ એકેક વારે એક બે ઇંચ જરા જાડું ને વળ વિનાનું સૂતર આવ્યા કરે છે. તેટલો ભાગ નબળો રહે છે, એટલે તે સૂતર વણવામાં નબળું પડે છે. માટે સંભાળ રાખીને કાંતવામાં આવે તો સૂતર સારૂં કંતાય છે.

૧૭

**ત**રાક ઉપર સૂતરનું કોકડું ભરાઇને તૈયાર થયું હોય તેને ફાળકા ઉપર વીંટી લેવામાં આવે છે. ફાળકો તો નાનું છોકરૂંયે ઓળખે એવો હોય છે. સાગના લાકડા કરતાંયે વાંસનો ફાળકો વધારે ફાવે. ફાળકાનો ઘેરાવો ચાર ફૂટનો હોય છે. મિલમાં ફાળકાનો ઘેરાવો દોઢ વારનો હોય છે. મિલના ફાળકાના એંશી આંટા એટલે ૧૨૦ વારની એક લગ થઇ, અને એવી સાત લગો ભેગી કરે એટલે ૮૪૦ વાર લંબાઈ થાય. તેને એક છગ કહે છે. એક રતલમાં એવી જેટલી છગો તોલમાં આવે તેટલા નંબરનું સૂતર ગણાય. દાખલા તરીકે ૮૪૦ વાર લંબાઈની દસ છગો એક રતલ તોલમાં થઇ તો તે સૂતર દસ નંબરનું ગણાય.

૧૮

**આ**ખા દિવસમાં ચાર કે પાંચ જેટલાં કોકડાં ભરાય એટલાં એક જ ફાળકા ઉપર પાસે પાસે ચડ

ઉતર વીંટી લે છે. સાંજ પડે એટલે ફાળકા ઉપર વીંટેલા સૂતરને ફુંકારે છે. મોઢામાં પાણીનો કોગળો ભરીને એક શેડમાં નહિ ઉડાડતાં ઝીણાં ઝીણાં વરસાદનાં ફોરાંના રૂપમાં તે ઉડાવવામાં આવે છે. જેથી તેની ભીનાશ સૂતર ઉપર પથરાઇને વળને જમાવી દે છે. પછી એ ફાળકાને આખી રાત ઘરના નેવા ઉપર અથવા એવી છૂટી હવામાં મૂકી રાખે છે. એટલે સૂતર ઉપર ઝાકળ પડીને સૂતર રીઢું અને મજબૂત થાય છે. સવારે તેને ફાળકા ઉપરથી ઉતારીને જુદી જુદી છગો અથવા આટલા બનાવી વળ દઇ સાચવીને મૂકી રાખે છે. સૂતરને માટે આટલી મહેનત કરે છે. ત્યારે માંડ ચોફાળ વણાવા જેવું સારૂં થાય અને એ બધી મહેનત સરવું માણસ હોય એ જ કરી જાણે. બીજાં તો ભલેને મથ્યાં કરે તોપણ ગોથાં ખાધા જ કરે.

## ૧૯

**બાર** મહિના કાંતીને ભેગું કરી રાખેલ સૂતર-માંથી એકસરખું સારૂં તારવીને જુદું કાઢે છે અને

તેના શીવણિયા દોરા બનાવે છે. કેમકે ખેડૂતનાં જાડાં લૂગડાંમાં વિલાયતી આટલીનો દોરો ટકી શકતો નથી. વિલાયતી આટલીઓ લાગે છે તો ઊજળી દૂધ જેવી સફેદ પણ તેનો દોરો કસ વિનાનો ગણાય છે. એવા દોરાથી સાંધેલ કે શીવેલ લૂગડું પહેરીને અમથું જરા આળસ મરડ્યું હોય તોયે પટોપટ બધા ટેભા તૂટી જઈ લૂગડું ઉખળમાળા જેવું થઇ જાય છે. માટે આપણા ઘરવણાઉ લૂગડામાં તો ઘેર જ ફરડીને બનાવેલ શીવણિયો દોરો ગાઢ ઝીલે છે, પણ એ ફરડવાનું કામ સહેલું નથી. તેલ પી અને એરંડિયું નીકળે એવું વસમું છે.

ગોપો કહે: મારાં ઘરડી બા કેમ ફરડે છે તે હું તમને કહી બતાવું. પ્રથમ તો બે આટલાને એક ફાળકા ઉપર થોડા થોડા છેટા રહે એમ ચડાવે છે. પછી બેઇમાંથી અકેકો તાર લઈ ભેગા કરીને તેનો એક દડો તૈયાર કરે છે. પછી એ દડાને આખી રાત પાણીમાં પલાળી રાખે છે બીજે દિવસ સવારમાં ફરડવા બેસે છે.

ઢરડતી વખતે રેંટિયાની માળને એક આંટી નાખી ત્રાક ફેરવવામાં આવે છે એટલે તે ત્રાક ઊંધી ફરે છે. તે ઉપર સૂતરને વળ ચડાવવાથી ઢરડાય છે.

સૂતર જ્યારે ઢરડાય છે ત્યારે તેનો કેટલોક વળ ઓછો થાય છે. તેથી જો સૂતર વળદાર ન હોય એટલે કે પોચું કંતાયું હોય તે સૂતરને ઢરડવામાં આવતાં તેનો દોરો સારો બનતો નથી કેમકે તેમાં વળ ઉખળવાપણું હોતું નથી તેથી ઉલટો લાગતાં આમળો બેસતો નથી ને દોરો ઢીલો રહે છે. તેથી એમ થયું કે ઢરડવાનું સૂતર ખૂબ વધારે વળવાળું જોઇએ. એટલે કે આકરૂં સૂતર હોય તેમ સારૂં ગણાય. તે ઢરડાય છે ત્યારે તેનો વળ થોડો ઓછો થઇને વધારે પડતો વળ નીકળી જાય છે. અને આમળો સરખી રીતે બેસીને શીવણિયો દોરો કડક અને કસદાર બને છે.

## ૨૦

**સા**રા સૂતરમાંથી જેમ શીવણિયા દોરા ઢરડાય છે તેમ નબળું પાતળું સૂતર હોય તે પણ ઘણા

ખપમાં આવે છે. કોઇ શીખાઉ માણસનું જાડું પાતળું સૂતર હોય તો તેનાં રાંઢવાં કે દોરડાં ભાંગીને નાડાં, રાશ, છોટિયા, બંધિયા, કોસવરતાં, બળદનાં જોતર, મોરડા, નાથ, શીંકાં, શીંકીઓ ખાટલામાં ભરવાનાં વાંણુ, નાડીઓ, રૂપિયા ભરવાની વાંસળી, બટવા, એમ નાનીમોટી ઘણી રકમો બની શકે ઉપર ગણાવ્યાં તે બધાં વાનાં, ભીંડી, શણ, કેતકી ચામડાની વાધરી વગેરે રેસાઓમાંથી પણ બની શકે છે. તોપણ એમાં સૌથી સરસ સૂતરનાં ટકાઉ અને સુંવાળાં બને છે.

## ૨૧

**જા**ડું સૂતર પણ જો તે એકધારૂં વળદાર અને સારૂં હોય તો તેમાંથી પાટી અને શેત્રંજીઓ વણાવી શકાય. કહે છે કે જેલખાનામાં કેદી પાસે પાટી અને શેત્રંજીઓ વણાવે છે તે બહુ મજબૂત થાય છે. કેટલાક ગામમાં તો રાવળિયા જોગી એ કામનો તો પાટી વણવાનો

ખાસ ધંધો મનાય છે. અમે એક દિવસ દીવાળીનું હટારણું વહોરવા મહુવે ગયા હતા. અમારે પ્રથમ ઘી આપવા ઘીના વેપારી પોપટ શેઠની દુકાને જવું હતું. પણ મોટા શહેરના અટપટા રસ્તામાં ભૂલા પડ્યા. અને જોગી શેરીમાં જઇ ચડ્યા. ત્યાં તો ઘરેઘરમાં લાગઠ પાટી અને દોરડાં વણવાનું કામ થતું જોયું. એક છોકરો બેઠો બેઠો પાટી વણતો હતો તેને પૂછી જોતાં અમને સમજાવ્યું કે સૂતરના ૩ થી ૬ તાર લઇ તેને ઠરડીને તાણાવાણા માટે તૈયાર કરે છે. સૂતર ફીસું હોય તોપણ વધારે તાર એક સાથે ઠરડાવાથી છેવટનો ઠરડેલો તાર મજબૂત થાય છે. પાટીમાં અમુક જાતનું સૂતર વાપરવું એવો કાંઇ મેળ નથી. ઇ તો હલકી ભારે, જાડા પાતળી, પહોળી કે સાંકડી જેવી બનાવવી હોય તેના ઉપર આધાર હોય છે. મિલનું ૭ નંબરનું ત્રણ તારી સૂતર પાટીમાં વધુ વપરાય છે.

એક ઢોલિયામાં થાય એટલી પાટી ૧૫૦ હાથ લાંબી અને વજનમાં ૫ થી ૮ શેર સુધી હોય છે.

## ૨૨

એકસરખું સારૂં સૂતર હોય તેમાંથી હાથ-સાળ ઉપર લૂગડું વણાય છે. આપણા ગામમાં ઢેઢ વણકર સામંત ભાભો બહુ સારાં વેજાં વણતા. હાથની સાળ એ તો એના ઘરની શોભા ગણાય. એ વણતા હોય અને ઘર પછવાડેથી આપણે નીકળ્યા હોઇએ તો બે ઘડી ઊભા રહી સાંભળવાનું મન થાય. સાળમાં આમથી તેમ ફેંકાતા કાંઠલાનો કુંકુ નીકળતો અવાજ આકાશમાં ઊડતાં પંખીની બોલતી પાંખોના જેવો જ સંભળાય.

ગુંદરણી વાળા સામત ઢેઢને મેં પૂછ્યું હતું કે સૂતરમાંથી લૂગડું કેમ વણાતું હશે? ત્યારે ઇ કહે કે સૂતરમાંથી પ્રથમ તાણો બનાવાય છે. પછી તે તાણાને પાણીમાં પલાળી થોડુંક ધોકાવી અને બે દિવસ પલાળીને પાકું કરે છે. એ પાકા થયેલા સૂતર ઉપર બાજરી કે જુવારના લોટની કાંજી ચડાવાય છે. અને તે પછી સાંધ કરીને સાળ ઉપર ચડાવી વાંણો નાંખવા માટે નાની કોકડીઓ

ભરીને કાંઠલામાં નાખીને પછી વણવું શરૂ કરે છે.

રામજી કહે: મહુવામાં ગાંધી મહાત્માના માણસો કોઇ કોઇ વખત ખાદી વેચવા આવે છે એ જોઇને મને વિચાર થાય છે કે મહાત્માજીને બીજો કોઇ ધંધો નહિ અને ખાદી અને રેંટિયો ચલાવવાનું જ કેમ સૂઝ્યું હશે?

ગોપો કહે: ઓહો. ઇ બધી વાતો આપણે સમજ્યા નથી ત્યાં સુધી આપણો અવતાર એળે ગયો જાણજો. હુંયે નહોતો જાણતો પણ મારા ફુવા મહાવજી નારીગરાને તમો ઓળખતા હશો. તે સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં ગાંધી મહાત્માની ભેગા રહેલા છે. અને ઇ તો લૂગડાંયે બધાં ખાદીનાં જ બળદની ઝૂલ જેવાં જાડાં પહેરે છે. અને બીજાઓને કહે છે કે જો માણસો સમજીને પહેરવા માંડશે તો સારૂં છે, નહિ તો એવો એક જમાનો આવશે કે બધાએ ખાદીનાં જ લૂગડાં પહેરવાં પડશે. તેને વાતો પણ ખાદીની બહુ ગમે

છે. એટલે મેં રામજીની જેમ તેને એક દિવસ પૂછી જોયું કે ગાંધી મહાત્મા ખાદી પહેરે છે અને બધાને પહેરવાનું શું કામ કહે છે?

મેં આટલું જ પૂછ્યું. ત્યાં તો તેમણે મને ઘણી વાતો સમજાવી કે ગાંધી મહાત્મા તો આપણા દેશનાં બધાં માણસોને પોતાનાં ભાઇભાંડું જેવાં ગણે છે. એટલે બધાં સુખી તો પોતે સુખી અને બીજાં દુઃખી તો પોતે પણ દુઃખી એમ માને છે.

હાલમાં આપણા દેશમાં ધંધા રોજગાર ભાંગી ગયા છે. અને દહાડે દીએ આપણો દેશ ગરીબ થતો જાય છે. તેનો વિચાર કરતાં તેનું મૂળ કારણ એમને જણાયું કે આપણા દેશમાંથી સૌથી વધારે પૈસો કાપડ ખરીદવામાં પરદેશ જાય છે. લગભગ દર વરસે સાઠ કરોડ રૂપિયાનું કાપડ પરદેશમાંથી આવે છે. તેનું કારણ એ છે કે હાલમાં મુંબઈના વેપારીઓ મારફત આપણો કપાસ પરદેશ ચડે છે. તે પહેલાં નહોતો ચડતો. પણ તેનું લુગડું દેશમાં

જ વણાતું. ખેડૂત તથા અઢારે વરણ ખપજોગું સૂતર કાંતે અને ગામના ઢેડ વણકરો પાસે તેનું લૂગડું વણાવી લઇને પહેરતા. ઊનનું કે રેશમી કસબી લૂગડું વણાવવું હોય તે વાંઝા લોકો વણતા. હજીયે એ અમરેલીમાં ખેસ, ધોતિયાં બહુ સારાં વણાય છે. બગસરાના ચોફાળ અને સાવરકુંડલાના ધાબળા તથા ગઢડાનાં પીતાંબર હજીયે વખણાય છે. જામનગરમાં રેશમી હીરાગળનાં લૂગડાં સાચા ઘાટ, સાદલા, કીનખાબ, મોળિયાં, અમર વગેરે ઊંચી જાતનાં વંણાય છે,

અરે જેમ વણકર વખણાય છે. તેમજ મહુવા-ના ખત્રી રંગારાનું રંગવા છાપવાનું કામ સરસ થતું અને હજી થાય છે. ચોળિયાં, પછેડા, સાદલા, ઓઢણાં, ઓઢણીયું ધડકીનાં પડ, અને ખોયાં સારાં બને છે. ચીતળની ચુંદડી તો કેટલાએ જુગથી વખણાય છે. ગઢાળીના સાદલા અને શિહોરનાં છાયલ આજે પણ ઘેર ઘેર વપરાય છે. ફેર માત્ર એટલો છે કે પહેલાં રેંટિયાના સુતરનું લૂગડું વપરાતું અને હવે

મિલના સૂતરનું વપરાય છે. મહુવામાં શેઠ લક્ષ્મીદાસ ધામી આશરે પચાસ સાઠ ગામના વણકરો પાસે વણાવે છે, પણ તે બધું મિલનું જ સૂતર વાપરે છે.

અસલ રેંટિયાનું સૂતર વપરાતું એટલે દેશમાં આઢ મંડાતા અને ચરખા ફરતા તે જીન થવાથી હવે બંધ થયા. એવી જ રીતે સૂતર અને કાપડ વણવાની મિલો થઈ તેથી કાંતણું અટક્યું અને રેંટિયા બંધ થયા. કારણ કે માણસોના મનમાં તે વખતે એમ થયું હતું કે હાથરેંટિયાના સૂતર કરતાં મિલમાં સારૂં કંતાશે અને વણાશે. એટલે હવે આપણે મિલનું જ કાપડ પહેરીશું માટે હવે રેંટિયો કાંતવાની જરૂર નથી એમ માનેલું. પણ ભરતખંડ જેવા મોટા દેશમાં કરોડો માણસોનાં ડીલ બીચારી ખોબા જેટલી મિલો ક્યાંથી ઢાંકી શકે? એ રીતે રેંટિયો બંધ થયો અને પરદેશથી કાપડ મંગાવવું ચાલુ થયું છે.

બીજી બાજુ કપાસ પાણીના મૂલથી પરદેશ ચડવા મંડ્યો છે. અને એ જ કપાસનાં લૂગડાં

તૈયાર થઇને પાછાં મોંઘા ભાવે આવે છે. એથી આપણા દેશના ધંધાઓ પડી ભાંગ્યા છે. અને માણસોમાં મોજશોખ વધ્યા છે એટલે લોકો ઘણાં લૂગડાં પહેરે છે. તેથી દરજી અને ધોબી શહેરમાં તાજા દેખાય છે. પણ એકંદર કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાક નુકસાન થયું છે. અને દેશમાં ગરીબાઇ વધી છે, જેથી લોકો ભૂખ ભેળા થતા જાય છે. ખેડૂતો પણ ખળાં લઈ લીધા પછી દેશમાં ધંધોરોજગાર ન મળવાથી પરદેશ મજૂરી કરવા ઉપડે છે. આ સાવરકુંડલા અને લિલિયા પ્રગણાના કણબી પટેલિયાઓ તો હવે ખેતરમાં સાંતી હાંકવાં પડતાં મૂકીને મુંબઇ કે અમદાવાદ મિલોમાં દાખલ થઇ જાય છે. અને પરદેશનો એક વખત સ્વાદ ચાખ્યા પછી ભલેને બધી રીતે પાયમાલ થતો હોય તોપણ પછી દેશમાં રહીને કામવું ગોઠે જ નહિ.

રામજી કહેઃ એલા હા. ઈ વાત તો તેં સાચી કહી. આપણે પારકી વાતો ક્યાં કરીએ આપણા

ગામમાંથી હકો ભાભો, જીવો ભાભો, ભગો કાકો અને લાખો કાકો એવા એવા બેચાર જણા તો નાનપણથી પરદેશ વેઠવામાં ટેવાઈ ગયા હોવાથી હવે સાવ બેઠાડુ થઈ ગયા છે. એટલે જ્યારે કોઇ વખત દેશમાં આંટો ફેરો આવે ત્યારે તેને આપણા ખેતર પાધરનું કામકાજ કરવું સુઝે જ નહિ અને થોડા દિવસ દેશમાં રોકાઇ અને પાછા મુંબઇ જઇને બેસે ત્યારે જ એને નિરાંત વળે. પણ કીધું છે કે 'મુંબઇની કમાણી મુંબઇમાં સમાણી.' ખરચ ઉપર જ નભવું એટલે એક તરફ માણસ કમાતો જાય અને બીજી બાજુ ખરચ કરતો જાય એ ગાડું કેવુંક ચાલે ? ઉલટું પરદેશ વેઠી વેઠીને થોડા વરસમાં કાયા નિચોવાઇ જાય એટલું જ હાંસલમાં રહે.

આ રીતે આપણો દેશ પાયમાલ થતો જોઇને. તેના ખરા દુઃખનું દરદ પારખીને મહાત્માજી કહે છે કે પરદેશમાંથી કાપડ ખરીદવું બંધ કરો. અને પોતાના ખેતરમાં પાકતો કપાસ વીણીને લોઢો, પીંજો અને કાંતો અને વણીને કે વણાવીને પહેરો

એમ કરીને આપણા દેશમાંથી પરદેશ ચડતું રૂ અટકાવો. તો કાપડ સસ્તું થાય. અને દેશમાં પાછા બધા ધંધા સજીવન થાય, માણસો રોટલા ભેળાં થાય અને દુઃખનો કાંઇક આરો આવે.

મહાત્માજી 'નવજીવન'માં જણાવે છે કે આપણા દેશમાં દર વરસે સરેરાશ પચાસ લાખ ગાંસડી રૂ એટલે ૪૦૦ રતલની એક ગાંસડી પ્રમાણે ૨૦૦ કરોડ રતલ રૂ પાકે છે.

આ ૨૦૦ કરોડમાંથી ૯૦ કરોડ રતલ પરદેશ ચડે છે. હવે રહ્યું ૧૧૦ કરોડ રતલ તેમાંથી ૩૦ કરોડ રતલ ગાદી તકીયા વગેરે ઘરગથુ કામમાં વપરાય છે. બાકી રહ્યું ૮૦ કરોડ રતલ. તેમાંથી આપણા દેશની મિલોમાં ૬૫ કરોડ રતલ સૂતર બને છે. આથી જણાય છે કે આટલું સૂતર મિલમાં તૈયાર થાય છે. તેથી દેશ આખાને પૂરૂં પડે એટલું લૂગડું ન બને.

આપણા દેશમાં સરેરાશ તેત્રીસ કરોડ માણસની વસ્તી છે. તેને બાર મહિનામાં એટલે વરસ

દહાડાનું ૫૨૦ કરોડ વાર જેટલું લૂગડું જોઇએ એવો અંદાજ છે અને તે મેળવવાનો હાલ વહીવટ એવો છે કે ૧૦૦ કરોડ વાર હાથસાળ ઉપર વણાય છે. તથા ૧૨૦ કરોડ વાર મિલોમાં વણાય છે. અને બાકીનું ૩૦૦ કરોડ વાર લૂગડું પરદેશથી મંગાવવું પડે છે. અને તે ખરીદવામાં લગભગ ૬૦થી ૮૦ કરોડ રૂપિયા પરદેશ જાય છે. તે આપણે રેંટિયા ઉપર સૂતર કાંતીને બચાવીએ તો આપણો દેશ પાછો અસલના જેવો સમૃદ્ધિવાન્ થાય.

## ૨૩

**ભ**ગવાન કહે: મેં તો આજે જ જાણ્યું કે આપણે જે લૂગડાં પહેરીએ છીએ તે કપાસમાંથી બને છે. અને તેની સાથે એ પણ સમજાયું કે આપણા ખેતરમાં જે કપાસ પાકે છે એનાં જ આપણે લૂગડાં વણાવીને પહેરવાં જોઇએ.

આપણે તો બધાને ઘરનાં ખેતર છે. વળી ખેતરમાં કપાસ પણ પાકે છે. માટે પોતપોતાના

ખેતરમાં જઇને સારા સારા ડાબકા વીણીવીણીને કપાસ ભેગો કરીએ તો મજા પડે. મને તો આ વાતો બહુ ગમે છે. પણ એ સમજાતું નથી કે કેટલો કપાસ સંઘરી રાખ્યો હોય તો આખા કુટુંબને બાર મહિના લૂગડાં પહોંચે.'

ગોપો કહેઃ તારી ઈ વાત ખરી છે. મારા ફુવાને આ કામનો સારો અનુભવ હોવાથી મેં તેમને આ વાત પણ પૂછી લીધી છે. તે તમને કહી સંભળાવું.

ત્રણ મણ કપાસ ભેગો કરી તેને લોઢાવીએ તો તેમાંથી એક મણ રૂ અને બે મણ કપાસિયા નીકળે.

એક મણ રૂને પીંજી તેની પૂણી બનાવતાં સુધીમાં પાંચ રતલ ઘટે એટલે મણ રૂમાંથી ૩૫ રતલ પૂણી થાય.

૩૫ રતલ પૂણીને કંતાવતાં બે રતલ ઘટ લાગે એટલે ૩૩ રતલ સૂતર થાય.

૩૩ રતલ સૂતરમાંથી પાણકોરાના તાકા વણાઇને તૈયાર થાય તેને ધોવરાવીને જોખીએ તો ૩૦ રતલ

એ હિસાબે એક મણ રૂમાંથી પોણોમણ કાપડ થાય તૈયાર થાય.

જો પાણકારૂં એકધારા સૂતરનું વણેલું હોય તો સરેરાશ લગભગ એક રતલમાં પાંચ હાથ લૂગડું તોલમાં આવે. હવે ઘરમાં કેટલાં માણસ છે. તેની ગણત્રી કરવી તેમાં બાયુ ભાયુ કેટલાં તે ગણવું તથા વરસમાં કેટલી જોડ લૂગડાં જોઇશે તે તથા ચોરણો કેડિયામાં કે સાદલા પછેડામાં કેટલું લૂગડું વપરાય છે, એ ઉપરથી ગણતરી કરીને કેટલો કપાસ સંઘરવો તેનો વિચાર કરી લેવો.

## ૨૪

**આ** વાત સાંભળીને આણંદ કહેઃ માળું જો આ વાતમાં મન લગાડીએ તો બધું બને એવું લાગે છે. ગોપો કહેઃ હા જો બને અને આપણે ઘરવણાઉ ખાદી પાણીકોરાનાં લૂગડાં પહેરવા મંડીએ તો આપણો મનખ્યો સુધરી જાય.

અસલ આપણો દેશ રદ્ધિવાળો હતો. એમ બધાય વાતો કરે છે અને હવે જમીનના રસકસ

ચૂસાઇ ગયા છે. જેથી નીપજ થોડી થાય છે અને માણસના કામધંધા પડી ભાંગ્યા એટલે ગરીબાઇને લીધે માણસ સાવ નૂર વિનાનાં થતાં જાય છે.

મારા બાપુની મા તે મારાં ધરડી મા ગોમતી ડોસી હજી જીવે છે. તે ક્યારેક ક્યારેક અસલની વાતોએ ઉધ્ધડે છે. ત્યારે સાંભળવાની બહુ મજા પડે છે અને મનમાં થાય છે કે ધરડી મા વાતો કરે છે ઇ બધું સાચું હશે કે બીરબલ અને બાદશાહના જેવી વાતો જ હશે! પણ વિચાર કરી જોતાં તો બધું સાવ સાચું લાગે છે. એક દિવસ અમે વાળુ કરી પરવારીને ચુલાગળ બેઠાંબેઠાં આડાઅવળી વાતોએ ચડયાં ત્યાં તો મારી ધરડી માએ વાત ઉપાડી કે અસલ આજના જેવો કળીજુગ નહોતો, માણસના મનમાં કુડકપટ નહોતાં, બાપનું દેવું દીકરો લેણદારને ઘેર જઇને આપી આવતો, ખેતરોમાં નીપજયુના પાર નહોતા, એટલે કોઠિયુંમાં નવાજુના દાણા પહોંચ્યા કરતા, આંગણે

ઘેરઘેર દુઝણાં હતાં, કોઇને ત્યાં ઢોર વીયાવાનું હોય અને વસૂકી ગયું હોય તો મેમાંન શેમાન પાડોશમાંથી દૂધ દહીંના દોણાંમાંથી હાથે કરીને જેટલું જોઇએ એટલું લઈ આવતા, આજની જેમ દૂધ કે ગોરસ જેવા રસમાં કોઇ પળી ભરીને વેચવામાં સમજતું નહિ.

ખેડૂતના ઘરમાં સાતે રસ હોય અને ખેડૂતને લીધે વસ્તીમાં બધાયના ઘરમાં રદ્ધિ હતી. એટલે પોતાને બીજાથી કોઇ ચીજની કમી છે એવો મનમાં ઉચાટ રહેતો નહિ. ગામમાં ગમે ઈ વરણની દીકરી આણું વળતી હોય તો પોતાની જ દીકરી આણું વળે છે એવા હરખથી આખુંએ ગામ ખારણું નાખે અને વળાવવા નીકળે.

આજની જેમ ડગલે ડગલે નાણું જ ખરચવાની લેવડદેવડ નહોતી. તેલ તુરી મીઠું મરચું લેવા કોઇ વખત રડયું ખડયું હાટડે જવું પડે તો સૂતરનો ફાળકો (આટલો) આપીને લઇ આવીએ. દાણા-દુણી તો શું કામ લેવા જવું પડે? બધુંયે ઘરમાં

હોય જ. વખતે વાર પરબે કે અવસર અગિયારસે કાંઈ કાંગ, કળથી, રખિયા ચોખા, સામો, રાજગરો ઘઉં કે ચણા જોતા હોય તો જેને ઘેર હોય ત્યાં જઇ ખબર કાઢી ઘરમાંથી દાણા લઇને સાટેપાટે એક બીજો દાણો બદલાવી આવીએ. એટલે રોકડ નાણાની જરૂર ન પડે.

લૂગડુંલત્તુ પણ હાટડે શું કામ લેવા જવું પડે? કુટુંબમાં બાયુભાયુને ઘર આખામાં બાર મહિના લૂગડું જોઇએ એટલું કાંતી લઇએ અને ગામમાં જ સામત ઢેઢ પાસે વણાવી લઇએ. બાયુને માટે રાતુંપીળુ ભાતીગલ લૂગડું જોઇએ તે સાદલા પછેડા ચોળીયું મહુવામાં ખત્રી રંગારા પાસે ઘરથી લૂગડું લઈ જઇને રંગાવી આવીએ. હા, વીવાવાજમે ખીલખાપ મોળિયાં કે સાચો ઘાટ, અટલસ એવું સાચું હીરાગળ લૂગડું લેવું પડે તે વળી હાટેથી લઇ આવીએ.

વીવાવેશવાળમાં કોઈ દીકરીના પૈસા લેવા દેવામાં સમજતું નહિ, ફક્ત સગાઇ કરતી વખતે

ગોળ ચોખા જમીને સગપણ સાચું કરે ને પછી લગન વખતે વરના બાપ તરફથી કન્યાના બાપને નાણાંને બદલે ગાય કે બળદની જોડ મળતી તે દીકરીનો બાપ દીકરીનું આણું વળાવતી વખતે તે ગાય બળદ કરિયાવરમાં ધામેણા તરીકે પાછું આપતો. અને આણેપરીયાણે જેટલાં માણસ જમી જાય તેટલાં સામે ઘેર જઇ જમી આવે આવો રિવાજ હતો. આજે તો માણસ દીકરીના પૈસા ખૂબ છોડાવે છે એટલે જ દેશની કઠણાઈ બેઠી છે.

બીજું દેશ આખો હવે, ચા બીડી અને અફીણ એવાં એવાં બંધાણ કરીને ફેલફીતુરને ચાળે ચડી ગયો છે એટલે દૂધ ઘી મોઘાં થઇ ગયાં અને ગાયો રાખવી પાલવતી નથી. એમ કહીને તેને કોઇ સંઘરતું નથી એટલે ગાય કસાઇ વાડે દોરાય છે એટલે ફૂલફૂલિયાં નાનાં બાળકોને પીવા માટે દૂધનું ટીપું મળતું નથી. માટે એમાં જ મલક આખાનો ભુસાંડીયો વળવા બેઠો છે પણ હવે

આ ગાંધી મહાત્મા જેવાના કહેવાથી જો માણસ સમજી જાય અને એવા નકામા ફેલશીતુર છોડી સારે ધંધે વળગે તો તો કાંઇક આરો આવે અને એક દશકામાં પાછું હતું એવું ગેમે થઇ જાય. મારી તો તમને સૌ છોકરાંને આશિષ છે કે તમે તમારા વડવા માંચો, ભાભો આણંદ, ભાલો અને રાણા ભાભાના જેવા બડકમદાર થાઓ. અને ઘરના ખેતરમાં કામ કરીને ઘરવણાઉ લૂગડું પહેરીને સુખી થાઓ અને છેવટ મારી તો દીનાનાથ શંકર દાદાને પણ આરાધના છે કે હરિપરાનો દસકો જેવો સારો હતો તેવોજ પાછો સારો કરજો. અને સૌને સાજાં નરવાં રાખજો અને અમીની છાંટ નાખજો.'

આમ વાતોમાં ને વાતોમાં સૂરજ નારાયણ માથે આવવા મંડયા છે અને તડકો પણ જામવા મંડયો છે. પણ આ છોકરાઓને વાતોના ગુલતાનમાં ખબરે નથી પડતી કે કેટલો સમય વીતી ગયો. એટલામાં માલો પટેલ ઘેર જઇ છાશ પી જરા વીસામો લઇને પાછા ખળે આવ્યા. અને છોકરાંઓને

ઘેર જવું હોય તો રજા આપી એટલે સૌ આજે ખાદીના જ વિચારમાં હોવાથી તે વણવા સારૂ ખેતરમાંથી કપાસ સંઘરી રાખવાનો વિચાર કરીને હરખાતા હરખાતા પોતપોતાને ઘેર ગયા. પ્રભુએ આ બાળા રાજાઓને ખાદી પહેરવાની બુદ્ધિ સૂઝાડી તે પ્રમાણે આ વારતા વાંચીને નાનાં મોટાં સર્વેનાં હૃદયનાં તાળાં ઉઘડે અને ખાદી પહેરતા થાય તો કેવું સારૂં ?

